॥ સનાતન પરમો ધર્મ ॥ | શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર | સોસીયલ મિડીયા

# સનાતન ધર્મ પત્રિકા

FOR MEMBERS INTERNAL CIRCULAR

સં - ૨૦૭૯ | કારતક સુદ : ૦૭ | સોમવાર | તા.: ૩૧.૧૦.૨૦૨૨ | SDP No. : 921 | Mob.: +91 7801877774, +91 7718977774 | ankasantandharmaptrika@gmail.com


RUN FOR UNITY
એક ભારત, શ્રેષ્ઠ ભારત.

સમગ્ર દેશમાં ૭૫,૦૦૦ સ્થળોએ એકતા દોડ (Run for Unity) નું ખાસ આયોજન

તાઃ ૩૧.૧૦.૨૦૨૨, સમયઃ સવારે ૮ વાગે, સ્થળઃ એકતાનગર

## લૌહ પુરુષ સરદાર વલ્લભભાઈ પટેલ ની જન્મ જયંતિ નિમિત્તે

**વડાપ્રધાનની ઉપસ્થિતિમાં ભવ્ય ઉજવણી**

## એકતા નગર ખાતે ભવ્ય રાષ્ટ્રીય એકતા પરેડનું આયોજન દિલધડક એર શો સહિતના નવીન આકર્ષણો જોવા મળશે.

લોહપુરુષ **સરદાર** વલ્લભભાઈ પટેલજી ને જન્મ જયંતિ પર સત્ સત્ નમન

પ્રધાનમંત્રી નરેન્દ્ર મોદીની પ્રેરક ઉપસ્થિતિમાં સ્ટેચ્યુ ઓફ યુનિટી-એકતા નગર ખાતે આગામી તારીખ 30 અને 31 એમ બે દિવસ વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું છે. સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતી નિમિત્તે "રાષ્ટ્રીય એકતા દિવસ"ની ભવ્ય ઉજવણી કરવામાં આવનાર છે. વડાપ્રધાન નરેન્દ્ર મોદી એકતાનગર ખાતે આ ઉજવણીમાં સહભાગી થઈને અખંડ ભારતના શિલ્પી સરદાર વલ્લભભાઈ પટેલને પુષ્પાંજલિ અર્પણ કરશે અને વિશ્વની સૌથી ઉંચી અને વિરાટ સરદાર પટેલની પ્રતિમાની ચરણવંદના કરી તેમને રાષ્ટ્ર વતી આદર અંજલિ આપશે.વડાપ્રધાન મોદી રાષ્ટ્રીય એકતા પરેડના સમાપન બાદ એકતા નગર ખાતે યોજાયેલી આરંભ ૨૦૨૨ અંતર્ગત દેશની સનદી સેવાઓના તાલીમાર્થી અધિકારીશ્રીઓને સંબોધન કરી માર્ગદર્શન આપશે. લોહ પુરુષ સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતી નિમિત્તે યોજાયેલા કાર્યક્રમોનો પ્રારંભ સવારના 8 કલાકથી થશે.

SPS | SPYKD

Happy SARDAR JAYANTI

Faith is of no avail in absence of strength. Faith and strength, both are essential to accomplish any great work.

મહા રેલી

ગોપાલ સ્ટેડિયમ, આદિપુર થી સરદાર પટેલ પ્રતિમા, ગાંધીધામ

તા ૩૧/૧૦/૨૨, સોમવારે સવારે ૮.૪૫ વાગે

આયોજક :- સમસ્ત પાટીદાર સમાજ અને યુવા ક્રાંતિદળ

## એકતા નગર ખાતેની પરેડના પહેલીવારના આકર્ષણો ભારતીય વાયુ સેનાની સૂર્યકિરણ ટીમ દ્વારા એર શોઃ

પ્રધાનમંત્રી નરેન્દ્ર મોદીની પ્રેરક ઉપસ્થિતિમાં સ્ટેચ્યુ ઓફ યુનિટી-એકતા નગર ખાતે આગામી તારીખ 30 અને 31 એમ બે દિવસ વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું છે. સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતી નિમિત્તે "રાષ્ટ્રીય એકતા દિવસ"ની ભવ્ય ઉજવણી કરવામાં આવનાર છે. વડાપ્રધાન નરેન્દ્ર મોદી એકતાનગર ખાતે આ ઉજવણીમાં સહભાગી થઈને અખંડ ભારતના શિલ્પી સરદાર વલ્લભભાઈ પટેલને પુષ્પાંજલિ અર્પણ કરશે અને વિશ્વની સૌથી ઉંચી અને વિરાટ સરદાર પટેલની પ્રતિમાની ચરણવંદના કરી તેમને રાષ્ટ્ર વતી આદર અંજલિ આપશે.વડાપ્રધાન મોદી રાષ્ટ્રીય એકતા પરેડના સમાપન બાદ એકતા નગર ખાતે યોજાયેલી આરંભ ૨૦૨૨ અંતર્ગત દેશની સનદી સેવાઓના તાલીમાર્થી અધિકારીશ્રીઓને સંબોધન કરી માર્ગદર્શન આપશે. લોહ પુરુષ સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતી નિમિત્તે યોજાયેલા કાર્યક્રમોનો પ્રારંભ સવારના 8 કલાકથી થશે.

## ક્યા આપ મેરે રામ બનોગે !

### સ્ટેચ્યુ ઓફ યુનિટી પરિસર નજીક વિશ્વ વનમાં વિદેશી કલાકારો દ્વારા ૨૮/૧૦૨૨ થી બે દિવસ સુધી રામાયણ પ્રસ્તુત કરાયુ

પ્રધાનમંત્રી નરેન્દ્ર મોદીની પ્રેરક ઉપસ્થિતિમાં સ્ટેચ્યુ ઓફ યુનિટી-એકતા નગર ખાતે આગામી તારીખ ૩૦ અને ૩૧ એમ બે દિવસ વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું છે. સરદાર વલ્લભભાઈ પટેલની જન્મ જયંતી નિમિત્તે "રાષ્ટ્રીય એકતા દિવસ"ની ભવ્ય ઉજવણી કરવામાં આવનાર છે. વડાપ્રધાન નરેન્દ્ર મોદી એકતાનગર ખાતે આ ઉજવણીમાં સહભાગી થઈને અખંડ ભારતના શિલ્પી સરદાર વલ્લભભાઈ પટેલને પુષ્પાંજલિ અર્પણ કરશે અને વિશ્વની સૌથી ઉંચી અને વિરાટ સરદાર પટેલની પ્રતિમાની ચરણવંદના કરી તેમને રાષ્ટ્ર વતી આદર અંજલિ આપશે.

## સંતશ્રી ખેતાબાપાની પાવન ધરામાં, રજવાડી દબદબો જેના દ્વારા વિથોણમાં કબ્બડી રમતની હરીફાઈ

દીપ પ્રાગટ્ય સમયની વિથોણ માં કબ્બડી રમત નાં આરંભ ની આછેરી ઝલક

કચ્છ રીજીયન ચેરમેન નાયાણી અને કચ્છ ઝોન (પશ્ચિમ) પ્રમુખ ભીમાણી સાથે રાજકીય સામાજિક મહાનુભવ, ભરત સોમજીઆણી, જયસુખ ડાયાણી સાથે કબડી રમતનો શુભારંભ.

વિથોણીયા ડુંગરની સાનિધ્યમાં , સંતશ્રી ખેતાબાપાની પાવન ધરામાં , રજવાડી નાકુ ધરાવતી પાટીદાર સમાજવાડી મધ્યે ગત રોજ સાંજે 6.00 કલાકે યુવાસંઘ કચ્છ રીજીયન આયોજીત અને સ્થાનીક નવયુવક મંડળના સાથ સહકાર થી 'કબડ્ડી' ટુર્નામેન્ટનો દાતાશ્રીઓ અને સામાજીક આગેવાનો સાથે મોટી સંખ્યામા ઉપસ્થિતિમાં કબડ્ડી પ્રેમીઓની હાજરીમાં 'દીપ પ્રાગટય સાથે' કબડ્ડી પ્રારંભ સમયની આછેરી ઝલક આપ સમક્ષ. ટુર્નામેન્ટ ના મુખ્ય સ્પોન્સર પ્રગતિ ગ્રુપ (ભરતભાઇ સોમજીયાણી) સંગાથે પશ્ચિમ ઝોન સમાજ પ્રમુખશ્રી રતનશીભાઈ ભીમાણી , નખત્રાણા તાલુકા પંચાયત પ્રમુખશ્રી જયસુખભાઈ ડાયાણી , યુવાસંઘ કચ્છ રીજીયન ચેરમેન શાંતિલાલ નાયાણી , મિશન ચેરમેન હરસુખ નાકરાણી , સલાહકાર બાબુલાલ કેશરાણી, મહિલા સંઘના મંત્રી ઉર્મિલાબેન ડાયાણી, સ્થાનિક વિથોણ સમાજના, યુવક મંડળના તેમજ મહિલા મંડળ સાથે રીજીયન ના હોદેદારો , થીમ કન્વીનરો તેમજ ઉપસ્થિત બહોળી સંખ્યામાં ઉપસ્થિત કબડ્ડી પ્રેમીઓની હાજરીમાં દીપ પ્રાગટયની આછેરી ઝલક.. કુલ ૧૨ ટીમો વચ્ચે ની કોમ્પીટિશન આ ટુર્નામેન્ટમાં પ્રથમ મેચ રાઈઝીંગ વોરિઅર્સ - વિથોણ અને ઉમા ફાઇટર - નખત્રાણા વચ્ચે ભારે રસાકસી ભરી મેચ જોવા મળી. અંતે આ આર્ટિકલ લખાય છે ત્યારે ઉમા ફાઇટર વિજેતા થઈ છે... આ ટુર્નામેન્ટનું સંચાલન નીતિન ભાદાણી સંગાથે તુલસીદાસ લીંબાણી તેમજ મેનેજમેન્ટ સ્પોર્ટ્સ કન્વીનર જીગર ભગત , સેન્ટ્રલ સ્પોર્ટ્સ pdo વિપુલ ધનાણી , રીજીયન સ્પોર્ટ્સ pdo વિવેક કેશરાણી અને ડિવિઝન સ્પોર્ટ્સ કન્વીનર ચંદ્રેશ રૂડાણી કરી રહ્યા છે..ફોટો ક્લિક...રોહિત જબૂઆણી..મનોજ વાઘાણીપ્રવક્તા , યુવાસંઘ કચ્છ રીજીયન..

ધર્મેશ કેસરાની નખત્રાણા APMC નાં ડિરેકટર દ્વારા ખેલાડી ને પુરસ્કૃત કરવામાં આવે છે..

અનેરા ઉત્સાહ સાથે એમ કહીએ કે યુવાસંઘ નો સંગઠન નો કુંભ મેળા નો વિક્રમ સવંત ૨૦૭૯ નાં લાભ પાંચમ નો થયો આરંભ, અદભુત મેનેજમેન્ટ સાથે વિથોનીયા યુવા મંડળની સંગઠન શક્તિઓ એ યુવાસંઘ નાં ગ્રાઉન્ડ લેવલ નાં ત્રિસ્તરીય માળખાના અભિગમ સાથે સ્વર્ણિમ ઉત્સવ નો કર્યો આરંભ..

યુવાસંઘ કચ્છ રીજીયન આયોજીત 'કબડ્ડી' ટુર્નામેન્ટનો પ્રારંભ પહેલા રીજીયનના હોદેદારો , થીમ કન્વીનરો સાથે સ્થાનિક યુવક મંડળના ઉત્સાહિત યુવાનો ની આછેરી ઝલક_સ્થળ શ્રી વિથોણ કડવા પાટીદાર સનાતન સમાજવાડીવિથોણ_

## મોરબી નાં ઝૂલતા પુલ તૂટતા વચ્ચેથી બે કટકા ૪૦૦ થી વધુ લોકો પાણીમાં ખાબક્યા

ગત રોજ સાંજે આ લેવાયેલ ઝૂલતા પુલ ની જીવતા હોવાની પ્રતીતિ કરાવે છે, ટુરિસ્ટ ની આવન જાવન વચ્ચે અચાનક પુલ તૂટ્યો.

ગત રોજ મોરબી માટેનો દિવસ ગોઝારો બની ગયો. જે ઝૂલતો પુલ તૂટવાની દુર્ઘટના સર્જાઈ છે. જેમાં ૪૦૦ જેટલા લોકોના પાણીમાં ડૂબ્યા છે. આ ઘટના બાદ હાલ પુરજોશમાં બચાવ કાર્ય ચાલી રહ્યું છે . મોરબીમાં દિવાળીની રજાઓમાં છેલ્લા ઘણા દિવસોથી ઝૂલતા પુલ ઉપર મોટી સંખ્યામાં લોકો આવી રહ્યા હતા . ત્યારે આજે પણ લોકોની ભીડ જામી હોય, મોડી સાંજે આ પુલના બે ભાગ થઈને તૂટી પડ્યો હતો. આ દુર્ઘટનામાં મોટી સંખ્યામાં લોકો નીચે પટકાયા હતા. જેમાં ૬૦ થી વધુના મોતની આશંકા સેવાઇ રહીં છે . તો અનેક લોકો પુલને પકડીને પોતાનો જીવ બચાવવા લટકયા હતા . અત્યારે બચાવ કામગીરી પુરજોશમાં ચાલુ છે . કચ્છથી અને રાજકોટથી તરવૈયા અને રાજકોટથી ૦૭ (સાત) ફાયર બ્રિગેડની અને ૦૧ (એક) SDRF ની ટીમો રવાના થઇ છે. જ્યારે ગાંધીનગરથી ૦૨ (બે) NDRF ની ટીમ રવાના કરાઇ છે. કંન્ટ્રોલરૂમ અને હેલ્પ લાઇન નંબર જાહેર કરવામાં આવ્યા છે. કેન્દ્ર સરકારે મૃતકોના પરિવાજનોને ૦૨ - ૦૨ લાખની સહાય અને ઇજાગ્રસ્તોને ૫૦-૫૦ હજારની સહાય જાહેર કરી છે. જ્યારે સારવાર માટે રાજકોટમાં ઇજાગ્રસ્તોની સારવાર માટે અલગ વોર્ડ ઉભો કરવામાં આવ્યો છે.

**મોરબી દુર્ઘટનાથી અત્યંત દુઃખી છું : PM મોદી**

PM મોદીએ ટ્વિટ કરીને લખ્યું કે, મોરબી ખાતે થયેલ દુર્ઘટનાથી અત્યંત દુ : ખી છું. આ અંગે ગુજરાતના મુખ્યમંત્રી ભૂપેન્દ્ર પટેલ અને અન્ય અધિકારીઓ સાથે વાત કરી. રાહત અને બચાવ કામગીરી પુરઝડપે ચાલી રહી છે તથા અસરગ્રસ્તોને તમામ આવશ્યક સહાય પૂરી પાડવામાં આવી રહી છે . અનેક લોકોના મોતની આશંકા આ દુર્ઘટનામાં અનેક લોકોના મોતની આશંકા સેવાઈ રહી છે . બીજી તરફ હાલ પુરજોશમાં બચાવ કાર્ય ચાલી રહ્યું છે . એસ.પી. સહિતના અધિકારીઓ , ઉદ્યોગપતિઓ અને વિવિધ આગેવાનો સહિત મોટી સંખ્યામાં લોકો બચાવ કાર્યમાં જોડાયા છે . બીજી તરફ ૦૭ થી ૦૮ જેટલી એમ્બ્યુલન્સ પણ ઘટના સ્થળે પહોંચી ગઈ છે . તરવૈયાઓ પણ મોટી સંખ્યામાં પાણીમાં ઉતરીને લોકોને બહાર કાઢી રહ્યા છે.

**બેસતા વર્ષે ખુલ્લો મૂકાયો હતો**

મોરબીનો ઝૂલતો પુલ નવા વર્ષના દિવસે સહેલાણીઓ માટે ખુલ્લો મૂકવામાં આવ્યો છે . ત્યારે ઓરેવા ગ્રુપના MD હસ્તે ઝૂલતા પુલને ખુલ્લો મુકાયો છે. આ પુલ રિનોવેશન માટે બંધ કરવામાં આવ્યો હતો . તેને રૂપિયા ૦૨ (બે) કરોડના ખર્ચે રિનોવેશન કરવામાં આવ્યું છે . તેમજ ૦૭ મહિના માટે ઝૂલતો પુલ બંધ રહ્યો હતો . પુલની જવાબદારી ઓરેવા ટ્રસ્ટ પાસે છે .

**વર્ષ ૧૮૭૯ માં પુલનુ ખાતમુહૂર્ત કરાયું હતું**

ઝૂલતા પુલ વિષે વાત કરીએ તો ૨૦ ફેબ્રુઆરી ૧૮૭૯ ના રોજ મુંબઇના ગવર્નર રિચર્ડ ટેમ્પલ ના હસ્તે આ પુલનુ ખાતમુહૂર્ત કરવામાં આવ્યું હતું. તે સમયે આશરે ૩.૫ લાખના ખર્ચે ઇ.સ .૧૮૮૦ માં બનીને પૂરો થયો હતો . આ સમયે પુલનો સામાન ઇંગ્લેન્ડથી આવ્યો હતો . દરબારગઢથી નઝરબાગને જોડવા આ પુલનું નિર્માણ કરવામાં આવ્યું હતું . હાલ આ ઝૂલતો પૂલ મહાપ્રભુજીની બેઠક અને સમગ્ર સામાકાંઠા વિસ્તારને જોડે છે . મોરબીનો આ ઝૂલતો પુલ ૧૪૦ વર્ષથી પણ વધારો જૂનો છે અને તેની લંબાઈ આશરે ૭૬૫ ફૂટ જેટલી છે . માત્ર ગુજરાતના મોરબી જ નહીં પરંતુ સમગ્ર દેશ માટે આ ઝૂલતો પુલ ઐતિહાસિક વિરાસત છે .

**મોરબીનો રાજાશાહી વખતનો ઐતિહાસિક ઝુલતો પુલ લોકોના વજનથી તૂટી પડ્યો : મોટી દુર્ઘટના સર્જાઈ**

## વિથોણ ગામની સભા માં સન્માન

તેજસ્વી વિદ્યાર્થીઓ દીકરા અને દિકરીઓનું તલવારથી સન્માન વિથોણ ગામ માં કરવામાં આવ્યું હતું. આગામી સમયમાં આ વિદ્યાર્થીઓ ને તલવાર ચલાવવા ની ટ્રેનિંગ પણ આપવામાં આવશે

## રદ્દી સે સમૃદ્ધિ અભિયાન મારો સમાજ બેસ્ટ સમાજ એજ સંકલ્પ

સનાતની સતાંબ્દી મહોત્સવ ની રદ્દી થી સમૃદ્ધિ યોજના અંતર્ગત નખત્રાણા માં કલેક્શન ચાલુ કરવામાં આવ્યું છે. નખત્રાણા માં મુખ્યત્વે વેપારીઓની મોટી સંખ્યા ધરાવતી નવી રજીસ્ટર થયેલ સમાજ એટલે 'શ્રી નખત્રાણા દક્ષિણ વિભાગ સનાતન સમાજ' દ્વારા આજે પસ્તી કલેક્શન ચાલી રહ્યું છે.

સનાતની શતાબ્દી ઉત્સવ -2023 ઉજવશે, તેની પૂર્વ તૈયારી ના ભાગરૂપે રદ્દી થી સમૃદ્ધિ મિશન અંતર્ગત સાંગનારા ગામમાં પ્લાસ્ટિક , પેપર , પૂંઠા , લોખંડ વગેરે જેવી રદ્દી એકત્રિત કરીને દરેક ઘર , આ મહોત્સવમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી રૂપે યોગદાન આપ્યું. આ રદ્દી [ભંગાર] ભેગું કરવા માટે શ્રી સાંગનારા પાટીદાર યુવક મંડળના ભાઈઓએ રવિવારે તારીખ 30- 10 -2022 ના બપોર પછી 5:00 વાગ્યાથી લઈને 8:00 વાગ્યા સુધી ઘરે ઘરે જઈ એકત્ર કર્યું.

## મધ્ય મહારાષ્ટ્ર ઝોન સમાજની જાહેર જનરલ સભામાં મહિલા સંગઠન ટીમની નિયુક્તિ

શ્રી અખિલ ભારતીય કરછ કડવા પાટીદાર સમાજ મધ્ય મહારાષ્ટ્ર ઝોન ની સામાન્ય સભાતા ૩૦-૧૦-૨૦૨૨ના રોજ કોપરગૉવ ( શિર્ડી) ખાતે ઝોન પ્રમુખશ્રી જેઠાભાઈ દિવાણીના અધ્યક્ષ સ્થાને સભા મળેલ. વિશેષ આ સભામાં શ્રીસમાજ ના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી તેમજ શતાબ્દી મહોત્સવના ચેરમેન, કેન્દ્રીય સમાજના ટ્રસ્ટી, ગોપાલભાઇ ભાવાણી તેમજ મહિલાસંઘ ના મહામંત્રી રમીલાબેન રવાણી ઉપસ્થિત રહેલ. આ મહાનુભાવોની ઉપસ્થિતિમાં શ્રી અખિલ ભારતીય કરછ કડવા પાટીદાર મહિલાસંઘ મધ્ય મહારાષ્ટ્ર ઝોનની રચના કરવામાં આવેલ જે નીચે મુજબ નિયુક્તિ કરવામાં આવેલ.

**મહિલા સંઘ મધ્ય મહારાષ્ટ્ર ઝોન.**

- **પ્રમુખ-** હેમલતાબેન મગનભાઈ સાંખલા. ઔરંગાબાદ
- **ઉપપ્રમુખ** જશવંતી રતિલાલ છાભૈયા શ્રીરામપુર.
- **મહામંત્રી** દયા કાંતિલાલ સાંખલા સિન્નર
- **સહમંત્રી** નિર્મલા અશોક દીવાણી કોપર ગામ.
- **ખજાનજી** રંજન ભરત ભાવાણી. જલગામ
- **સહખજાનચી** ચંદ્રિકા બાબુલાલ ભાવાણી. ધુલિયા

**કારોબારી સભ્ય**

૧) મધુબેન હિતેન્દ્ર પારસિયા. રાહૂરી
૨) મંજુલાબેન દયારામ દીવાણી. કોપરગામ
૩) વિમળાબેન કાંતિલાલ રવાણી. ઔરંગાબાદ
૪) કિરણબેન લક્ષ્મીકાંત દિવાણી. અહમદનગર
૫) ગીતાબેન જગદીશ જાદવાણી. ચાલિસ ગામ

આમ મહિલા પાંખ ની પણ મધ્ય મહારાષ્ટ્ર ઝોન માટે ની સંપૂર્ણ હોદાઓ સાથે ની ટીમ રચના કરવામાં આવેલ.



## અવસાન નોંધ

સ્વ. કાનજીભાઈ રતનસિંહ રામાણી
ઉમર ૯૨ વર્ષ | તા. : ૨૯/૧૦/૨૦૨૨
ગામ નખત્રાણા | હાલે - નાગપુર

સ્વ. જમનાબેન લાલાજી નાકરાણી
ઉમર : 78 વર્ષ | તા. : 30-10-2022
કચ્છમાં : નેત્રા (માતાજી) | હાલે : સુરત (ગુજરાત)

સ્વ. વસંતભાઈ (બાબુભાઈ) રતનશી પોકાર
ઉમર : 58 વર્ષ | તા. : 29-10-2022
કચ્છમાં : કાદીયા નાના | હાલે : કરાડ (મહારાષ્ટ્ર)

સ્વઃ ભાણીબેન ડાયાભાઈ ભાવાણી
ઉંમર વર્ષ : 92 | તા. : 27/10/2022
કચ્છ માં ગામ: મથલ | હાલે : ડાનકુની (વેસ્ટ બંગાળ)